# ओखाहरणनो.

## ગાયનરૂપી ઓપેરા.

 રચનાર 

ડા૦ દામોદર રતનસી સોમાણી.



મુંબઈ;

સુબોધપ્રકાશ છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૩૯. સને ૧૮૮૩.

કિમ્મત ૧ આનો.

# સારી ચાય, સસતો ભાવ.

## ચીનાઈ.

| | કિમ્મત રતલના રૂ. | આ |
|---|---|---|
| ...કુ નંબર ૧ ... ... ... | ૨ | ૦ |
| પીકુ ,, ૨ ... ... ... | ૧ | ૮ |
| ...ાઇન રોઝ પૌચાંગ ... ... ... | ૧ | ૪ |
| ...ી ચાય નંબર ૧ ... ... ... | ૧ | ૪ |
| ...ી ચાય ,, ૨ ... ... ... | ૦ | ૧૪ |
| ...ન પૌચાંગ ... ... ... ... | ૧ | ૦ |
| ...વરી આરેંજ પીકુ ... ... ... | ૧ | ૦ |
| ...લી મીકસચર ... ... ... ... | ૦ | ૧૪ |
| ...ેસ્ટ સેન્ટેડ આરેંજ પીકુ ... ... ... | ૦ | ૧૨ |
| ...ીરિયલ કેસો કોંગો ... ... ... | ૦ | ૧૨ |
| ...ગ ... ... ... ... ... | ૦ | ૧૨ |
| ...કેસો કોંગો... ... ... ... ... | ૦ | ૧૦ |
| ...કોંગો ... ... ... ... ... | ૦ | ૮ |

## હીંદુસ્થાની ચાહે.

| | | |
|---|---|---|
| કાંગ્રાવેલી ફ્લોવરી આરેંજ પીકુ ... ... | ૧ | ૮ |
| કાંગ્રાવેલી એકસ્ટ્રા ફાઇન આરેંજ પીકુ ... ... | ૧ | ૪ |
| કાંગ્રાવેલી એકસ્ટ્રા ફાઇન પીકુ ... ... ... | ૧ | ૨ |
| ચાયના એન્ડ ઈન્ડિયન બેસ્ટ ક્વાલીટી દાર્જીલીંગ મીકસચર | ૧ | ૨ |
| રાયલ ફેમેલી મીકસચર ... ... ... | ૧ | ૦ |
| કાંગ્રાવેલી પીકુ સૌચાંગ ... ... ... | | |
| કાંગ્રાવેલી સૌચાંગ ... ... ... ... | | |

# ओखाहरणनो ओपेरा.

## પ્રવેશ ૧ લો. (સ્થળ રસ્તો.)

**सखीयोसहित ओखा गाती गाती आवे छे.**

ઓખાહરણની ઢાલે.

ચાલો ચાલો બેની આજ જઇએ, ભેટ માતા તણી પ્રીતે લઈએ;
અક્ષત ચંદન કુમકુમ લઇને, પાસે માતા તણી પ્રીતે જઈને.
પુજન કરશું આપણ પુરી પ્રીતે, રીઝે ગવરી અતી એવી રીતે;
પછી માતા ચરણ શીશ નામી, માગું મન ગમતોરે હું સ્વામી.

(જાય છે.)

## પ્રવેશ ૨ જો. (પાદરમાં માતાનું મંદિર.)

**ओखा सखीओसहित प्रवेश करी यथाविधि पार्वतीनुं पुजन करीने.**

ગરબી.

માની લેજો માતાજી પુજન અમારૂં; કરીને ક્ષમા ચુક બાળનીરે;
પુરણ પ્રીતે માતા જાચવાં આવ્યા, વર દઈ દુખડાં ટાળોનીરે.

**पार्वती**—કોઈ ચઢાવે ધનુષબાણ—(એ રાહ.)
માગી લે તું પુત્રી મારી હોય આશ તારી,
આપીને ઇચ્છીત ફળ દઉ તને હું તારી.

ओखा— ઠોરી.

ના માગું સહાય તારી ઈચ્છા છે રે જે મારી—મા.
આપ મને તુ રૂપે અતી સુંદર, સ્વામી રૂડો ધૈર્ય ધારી,
એટલી અરજ આજ પુરી કરીને, જાઊં આપ બલહારી;
દીકરી છઊં હું તમારી.—મા માગું.

पार्वती— ગરબી.

મળશે મળશે મળશે રે, પુત્રી સ્વામી સુશોભિત મળશે,
વૈશાક શુદ દ્વાદશીને દીવશે, સ્વમાવીશે તને કળશેરે.--પુ.

बधी साथे— સાખી મરાઠી ચાલની.

અમપર આજે કૃપા કરીને કર્યા અતુલ ઉપકારી,
હવે માત જાવા નીજધામે રજા માગીએ તારી. (જાય છે.)

---

## પ્રવેશ ૩ જો. (શહેરનો રસ્તો.)

( બાણાસુર કૌભાંડ સાથે આવે છે. )

बाणासुर— બેત.

બશ બશ ઓખાને કરવી જોશે કેદ, એ વાતમા છે મારી હાનીનો ભેદ;
માગ્યોછે ગવરીપાસે તેણે જે વર, તેજ વરથી જ્યારે મારા છેદવાના કર.
ત્યારે શું કામનું એ પુત્રીનું લગન, કે જેથી ઉપજે તેમાં પીતાને વીઘન

માટે સાગર તીરે કરી એકાન્ત વાસ,
તેમાં જઈ કરાવો સત્વર ઓખાનો નિવાસ;

कौभांड—બહુ સારૂં મહારાજ જેવો આપનો વીચાર,
તેમજ હું જઈને કરૂં સરવે તઈયાર.

# પ્રવેશ ૪ થો. ( ઓખાનો મેહેલ. )

( એકલી કોચઉપર સુતેલી ગાય છે. )

**ઓખા—** રાગ ગજલ.

અરી તાત તું થઇને અરે, પીઉ સંગતે ન મેલાવે કાં;
કામ અગ્નીથીરે બળી જતાં, પ્રભુ મુજને કોન બચાવે કાં. અરી.
સમાન સઈઅર મુજતણી, દેખી આવતા પતી નીજ ભણી;
ખેંચે કોર કટાક્ષે ઘુંઘટ તણી, તેવા દીન પ્રભુ તે ન આપ્યા કાં. અરી.
શણગાર સજીને સંચરે, ફેરા ચોરીના પીયુ સંગ ફરે;
આનંદથી પીયુને મળે, તેવા ભાગ્ય મારા થયા ન કાં. અરી.
પક્વાન તરેહ તરેહના કરે, અતી આદરે પીયુને ધરે;
પંખો સમક્ષ રહી કરે, તેવું સુખ મુજને મળે ન કાં. અરી.
અગ્ની વ્રેહની થાય છે, જેમાં જોબનયું રે તપાય છે;
રોમ રોમ વેદના થાય છે, તોય પ્રાણ પાપી ન જાય કાં. અરી.

( ગાતાં ગાતાં સુઇ જાય છે. )

(અનીરૂધવિશેનું સ્વપનું આવવાથી એકાએક જાગીને.

**ઓખા—** રાગ ઇન્દ્રસભા.

આવો આવો આવો પીઉ, મુજને કરો શાંત;
બીડી માટે રીસ કરીને, ક્યાં ગયા એકાંત.
એવું જાણ્યું હોત તો પ્રથમ કેહેત નહી નાથ;
પરમ પ્રીય મુજપતી સંતાઇ ગયા કયાય.
સંતાયા ત્યાં કેમ પીઉ, આવો જલદી બહાર;
બી મરૂં હું એકલી, નહી લગાડો વાર.

મશ્કરી મન તમ તણે, જીવ મારો જાય;
કૃપા કરી મુજ ઉપરે, દાસીની કરો સહાય.
હાંશી છે મન તમ તણે. થાય મને બહુ હાણ,
દર્શણ નહી દોજો તમે તો, કાડીશ મારા પ્રાણ.

( ચિત્રલેહા દાખલ થાય છે. )

चित्रलेहा—અરે લાલદેવ ઈસતરફ જલ્દ આ. (એ રાગ)

અરે બાઇ તું કેમ થઇ વ્યાકુળી,
શુધ બુધ શરીરની તું ગઇ કયાં ભુલી;
ન સમજાય એવું લવે છે તું શું,
એકાએક બેની તુજને આ શું થયું.

ओखा— લલીત.

અરર હાયરે પ્રાણ જાયરે, સુખ સદા ગયું અરર હાયરે.
કર્મ ફુટીયું શું અરે થયું. સ્વપ્નામાંય તો સર્વરે ગયું;
બેની વાત હું કહું છું વરણી, સ્વપ્ના માંય તો હુંજ પરણી,
તેનાજ કંઠમાં નાખી હાથરે, બીડીને માટે રીશાણા નાથરે;
રીશ તો કરી ક્રોધાંધ તે થયા, બેની મારી એ કયાંયરે ગયા.

રાગ ઈન્દ્રસભા.

સાંભળ વાત બેની કહું. સ્વપ્નુ આવ્યું આજ;
સ્વામી મુજને તો મળ્યો, જોબનવંત મહારાજ.
પરણી સાથે તેહની, હું રાખી પુરણ પ્રેમ;
બીડી ન આપી મુખતણી, રીશાઇ ગયા એમ.

**चित्रलेहा—** **રાગ ઉપર પ્રમાણે.**

સ્વામી સ્વામી કરતી સુતી, સ્વપનું આવ્યું તેહ;
પણ સાચું હું દઉ કરી તો મેળવું તુજને એહ.
ચિત્ર બતાવું તુંજને છે પૃથ્વિના રાજન;
લાવું છું હું આ ઘડી, દેખાડું તુજ સ્વામીન.

( ચિત્ર લેવા જાય છે. )

**ओखा—** **રાગ પરજની ઠુમરી.**

તારી પ્રીતની લેહ મને લાગી;—એ વાર.
ક્યાં ગયો પીયું ક્યાં ગઇ ચિત્રલેહા;
પ્રીતને બદલે શોકમાં પડીયાં.—પ્રીતની.
શું કરૂં પીયુ જાઉ ક્યાં હવે;
જીવવું જેમ જળવીનાં મછલીયાં.—પ્રીતની.

( ગાતાં ગાતાં મુર્છા ખાય છે. )

( હાથમાં છબીઓ લાવી તેને સાવધ કરતા. )

**चित्रलेहा—** **રાગ ઇન્દ્રસભા.**

થા બેની હોશીયાર હવે, ચિત્ર જોને તું;
દે બતાવી પીયુ તારો, લાવી આપું હું.

(એમ કહી એક ચિત્ર ઓખાને આપે છે.)

**ओखा—** **રાગ ઉપર પ્રમાણે.**

દીસે છે આ દબડી જેવો, જાણે રાની ભુંડ,
માથું એનું ઘડા જેવું, હાથ જાણે સુંઢ.

( એમ કહીને છબી પાછી આપેછે એટલે ચિત્રલેહા બીજી આપેછે.)

**ओखा**— દીસે છે આ કેવો સુંદર, રૂડો આ હોશીયાર;
આયુધ અંગ સજી કરી, લડવાને છે તૈયાર.
જોઇ સુંદર સ્વરૂપ એનું, મન સૌનું મોહાય;
તોય બેની મુજ પીયુ સમ, તે કદી ન થાય.

( તે ચિત્ર પાછું આપેછે એટલે ચિત્રલેહા અનીરૂધનું ચિત્ર આપેછે. )

**ओखा**— તે જોઈને.

**ગરહમને દીલ સનમકુ દીઆ.**—( એ રાગ. )

અરે મારા પ્યારા પતી તું ગયો તો ક્યાં;
તું ગયો તો ક્યાં પીયુ, તું ગયો તો ક્યાં;
મુજને છોડી એકલી હીયાં તું ગયો તો ક્યાં. અરે.
બીડી માટે રીસ કરીને, છોડી આ જગ્યાં;
દયા ન આવી દીલમાં તારા છોડી જાતાં ત્યાં. અરે.

(એમ કહી છાતી સાથે દાબેછે એટલામાં ચિત્રલેહા દાખલ થાયછે. )

**चित्रलेहा**— **રાગ ઉપરપ્રમાણે.**

અરે મારી બેની આ તો ચિત્ર છે હીયાં,
ચિત્ર છે હીયાં રે બેની, ચિત્ર છે હીયાં;
પરમ પ્રિયપતી તારો, છે દુવારીકાં—અરે.
પ્રદુમનનો સુત છે એ તો જાદવ કુલનો રાય;
બેની આજ્ઞા હોય તારી તો, દાસી લેવા જાય.—અરે.

**ओखा**— **ગોરી ચલી સાસરે.**—(એ રાગ. )

બેની જલદી આવજે લઈને પીયુ મારા,
હું ઝુરી ઝુરીને મરીશ વિના તારા.
બેની ઘડી એક તુજ વિના અહીંજ જાશે,
તે મારે મ ન તો વર્ષોજ જણાશે.

કરૂં હાથ જોડીને અરજ એહની તારી,
અતી યત્ને લાવજે પીયુને સંભાળી.

**चित्रलेहा**—( આગતસ્વાગત કરીને જતાં જતાં. )

રાગ ઈન્દ્રસભા.

અરે મારી બેની તુજને કરૂં હું પ્રણામ.
પતી તારો લઇ કરીને આવું છું આ ઠામ.

---

## પ્રવેશ ૫ મો. ( ગોમતીનો કીનારો. )

કેટલીક સ્ત્રીઓ પાણીના બેડાં લઈ આવીને ગાય છે.

**स्त्रीओ**—ગરબી. જાની ભુદર રંગ રસીલા—( એ રાગ. )

આવો બેની ગીત ગાઇએ આજ પ્રીતેરે,
ગાઈએ આનંદ ઉપજે એ રીતે—આવો.
શુભ ઓછવનો દીન આજેરે, તેથી વાજીંત્ર રૂડા વાજેરે,
દીસે ગગન મંડળ જેમ ગાજે.—આવો.
આપો તાળી અતી ઉમંગેરે, જેથી રાગ ચડે પુર રંગેરે;
તો તો આનંદ માશે ન અંગે.—આવો.
ઓચ્છવ વસંત તણો છે સુંદરરે, ખીલ્યાં ફુલ રૂડાં બાગ અંદરરે;
તેથી સુગંધીમય થઇ રહ્યા મંદિર.—આવો.
પુન્ય ફળ્યાં છે આપણુના પુરવનારે, તેથી જન્મ પામ્યા દ્વારીકામાંરે;
રૂડાં દર્શન થાય ગોમતીના.—આવો.

( સ્ત્રીઓ જાય છે, ચીત્રલેહા દાખલ થાય છે. )

**चित्रलेहा**— ઈન્દ્રસભા.

આવી પુગી ગોમતી સુધી જાનું દ્વારકા માંહે;
ચોકી સુદરશન તણી છે કેમ હવે જવાય.

ચિત્રલેહા આગળ ચાલવા માંડે છે તેવામાં સુદર્શન ચક્ર એકાએક
તેનું માથું કાપવા જાય છે તેવામાં નારદજી અંતરીક્ષથી
આવીને કહે છે. )

**नारद**— શ્લોક.

સાંભળ સુદરશન મર્મ એ તણો, ઈચ્છા છે એ ઈશ્વરી;
આવી છે હરણુ કરવા, અનીરૂધનું જવા દેજે સુખે કરી.

( ચિત્રલેહાને કહે છે. )

રાગ ઈન્દ્રસભા.

લઈ જજે અનીરૂધને નહી નડે વીઘ્ન,
ઇચ્છા પુરણુ તુજ થશે એવું છે મુજ વચન.

( નારદ અંતરધ્યાન થઇ જાય છે ચિત્રલેહા જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠો. ( ઓખાનો મેહેલ. )

**ओखा**— ( એકલી ગાય છે. )

બદલ ગયે નેનારે—( એ રાગ. )

રીસાઇ ગયા પ્યારારે, રીસાઈ ગયા પ્યારારે;
કેમ જીવાયરે, રીશાઇ ગયા પ્યારારે.

સાખી—લાગ હોય તો તોડીએરે, પ્રીત ન તોડી જાય;
કાગળ હોય તો વાંચીએરે, કરમ ન વાંચ્યું જાયરે.—રી.

સાખી—કુવો હોય તો તાગીએરે, સમુદ્ર તાગ્યા ન જાય;
ખેતર હોય તો ખેડીએરે, ડુંગર ખેડ્યા ન જાયરે.—રી.

સાખી—પાંખ હોય તો ઉડીએરે, મનુષ્યથી કેમ ઉડાય;
પાસે હોય તો મનાવીએરે, છેટેથી કેમ મનાવાયરે.—રીસાઈ

( ચિત્રલેહા હાથમાં હીંડાળો લઇ દાખલ થાય છે. )

चित्रलेहा— **વલણ.**

થા બેની હોશીઆર હવે, થઇ ઇચ્છા પુરણુ તુજ તણી;
જગાડ તુજ સ્વામીને ન રીસાય તે યત્ને કરી.

ओखा— ( હીંડાળા પાસે આવીને. )

**રાગ ઈન્દ્રસભા.**

એજ મારો અનીરૂધ છે, પ્રાણ તણો આધાર;
હરી લાવી તું યત્નથી, માનું તારો ઉપકાર.

( અનીરૂધને જગાડે છે. )

**મત બીછરો સાજન હમશે.**—( એ રાગ. )

પીયુ બોલો હરીને અમથી,—બે વાર.
પ્રીત લાગી છે મારી તમથી.—પીયુ.
એવી શું નિદ્રા આવે પીયુ તમને,
જીવ બળે મારો ગમથી.—પીયુ.
અમે વાસી છઇએ હીયાના, તમે દુરના પંથી;
થઇ હોશીયારને ઉઠો જાળવી મળો પ્રીત પરમથી.-પીયુ.

अनीरुध— ( જાગ્રત થતાં. )

**રાગ ઈન્દ્રસભા.**

સ્વપ્ન છે કે ખરેખરૂં, નથી જણાતું આ;
મેહેલ મારો દીસતો નથી, આવ્યો છું હું ક્યાં;
ઘેરથી મારૂં હરણુ કરી, કોણે કીધો ક્લેશ,
સ્ત્રીઓ આ કોણુ છે, કંઇ દીશે બાળે વેશ,

બોલ વેલી બોલ જલદી, મર્મ તું ઉઘાડ;
વાર લગાડીશ તું હવે તો, કરીશ તુજને પ્રહાર.
(એમ કહી તરવાર ઉગામે છે.)

**ओखा**—પરમ પ્રીય પતી મારા, એવડી શીદને રીશ;
મારવી હોય તો મારો મુજને, આ રહ્યું મારૂં શીશ.
(એમ કહી મસ્તક ધરે છે.)

**चित्रलेहा**— રાગ ગઝલ.
એ બાણાસુરની છે બાળા, નામ એનુંજ છે ઓખા,
વરી ગ્યો તો તું સ્વપ્નામાં, હવે છોડીને જાશો ક્યાં.

**अनीरुध**—મુકાવ્યું ગામને સજન, પીતા એનો છે અસુરજન,
વરૂં સાથે હું એની કેમ, છઉ જાદવ કુળનો તન.

**ओखा**—મરમ જાણું છું હું એના, કુળ કેવા છે જાદવના;
વીચારીનેજ બોલો હીયાં, કેવાં છે કામ પીતામહના.
રીછ સુતાને કુબજા નાર, તે થકી હું નથી ઉતાર;
વાત પ્રદુમનની સંભાર, રાખું છું લાજ હું આ વાર.
(ફરી ઉભે છે.)

**अनीरुध**—એવાં શીદને દીઓ મેણાં, રીશ મુજને ચડીતી ત્યાં;
ફરીને શું જુવો છો ત્યાં, આવો જલદી તમે તો ત્યાં.
( એમ કહી તેની પાસે જવા માંડે છે.)

**ओखा**—(તેને ભેટીને) **બેદાદ મુજે યાદ હુયે.**—(એ રાગ.)
જુદાઈ મને યાદ છે અનીરૂધ તમારી,
કદી ન છોડું તમને હવે, રાખુ સંભાળી.—જુદાઇ.
બેની ચિત્રલેહા તારી, હું છું ઉપકારી;
કેવી રીતે તુજને મુકુ બાઈ વીસારી.—જુદાઇ.

ચાલો મહેલમાં કરીએ હવે, લગ્નની તૈયારી;
કદી ન છોડું તમને હવે રાખું સંભાળી.
(ગાતાં ગાનાં જાય છે.)

( શીપાઈઓ મેહેલની નીચે ચોકી કરતા હતા તેઓ અવાજ સાંભળીને. )

**१ लो चोकीवालो**— બેત.

ઉઠ ભાઇ ઉઠ વેહેલો જલદીથી થા હોશીઆર,
આવે છે અવાજ મુજને માણસનો આ ઠાર.
રહી હોશીઆર ને ચોકી કરજે હીયાં તું,
રાય બાણાસુરને જઇને ચેતાવું છું હું.

(એમ કહી ચોકીવાલો જાયછે તેની સાથે સેનાસહિત કૌભાંડ આવેછે.)

**कौभांड**— ( મેહેલ તરફ જોઇને. )

બેત.

અરે ચોર જંબુક તું સંતાઈ પેઠો ક્યાં,
બતાવ તારૂં જોર નીચે આવીને હ્યાં.
કોણ છે તું જાતનો કોણ તારો તાત;
બચાવ તારો તો થશે જો કહીશ સાચી વાત.

**अनीरुध**—જમાઇ બાણાસુર તણો અનીરૂધ મારૂં નામ;
આયુધ હત જો મુજકને તો પુરત તારી હામ.

**कौभांड**—જમ તારી વાટ જુવે છે પડી છે તુજમાં ચુક;
સીંહ હોય તો ઉતર નીચે દીસે છે જંબુક.

**अनीरुध**—અરે અસુર ચંડાળ તું બકે છે શું એ વાત;
વદ વિચારી વાણી નહી તો થસે તારી ઘાત.

દઉ બતાવી પ્રાક્રમ મારૂં થા હવે હોશીઆર;
આ ભોગળે કરી હું પોહોચાડી દઈશ જમદ્વાર.
( એમ કહી ભોગળ કાહાડી સૈન્ય વચ્ચે પડવા જાય છે.)

**ओखा**— ( તેને અટકાવીને. )

રાગ ઈન્દ્રસભા.

નહી નહી નહી પીયુ જાવા દઈશ નહી;
પ્રથમ મારો મુજને પાછી જાઓ લડવા તહી.

**अनीरुध**—જવા દીઓ પ્રીયા મુજને લડવાનું છે મન;
હું ક્ષત્રી થઇને સહન એવાં કેમ કરૂં વચન.
( ઓખાનો હાથ તરછોડીને સૈન્યમાં પડી કેટલાકને મારી નાખે છે તેથી પ્રધાનસહિત કેટલાંક નાશી જાય છે અને અનીરૂધ એકલો ઉભેલો છે. )

**ओखा**— ( તેને જોઈને. )

**નામ જાણેકા ન હ્યો યાર**—(એ રાગ.)
મને તો બીક લાગે છે પીયુજી તારી;
માટે જલદી આવ દોડી તું આગળ મારી.—મને.
પીતા મારો થયો એવો દુશમન ન થાએ તેવો;
તેથી કહુંછું પ્યારા તુજને વારી વારી.—મને.

**अनीरुध**—ધીરી થાને શીદને બીહે છે તું પ્રીયા મારી;
વારે જલદી આવશે જદુપતી અમારી—ધીરી.
આવશે સૈન્યા જ્યારે ભારી જાદવની હીયા;
ભુજાનું જોર વધ્યું છે તે એ દેશે ઉતારી.—ધીરી.

## પ્રવેશ ૭ મો. (રસ્તો.)

( बाणासुरसहित लश्कर गातुं गातुं जाय छे. )

लश्कर—ગઝલ. લાલે રૂખેશાનમબરા—( એ રાગ. )

ચાલો ચાલો ચાલો આજ, સૌપર જીત મેલવવા કાજ;
જીત મેલવીએ આજને આજ, થાય દુનીયામાં આપણું રાજ.
ખડગ ધનુષ લઇ ધાઓ હોશીઆર, દુશમનથી લડવા તૈયાર;
મારી કાપીને કરીએ ઠાર, રાજી રેહેસે આપણા સરદાર.—ચાલો.

---

## પ્રવેશ ૮ મો. ( ઓખાનું માળીયું )

बाणासुर— ( અનીરૂધને જોઈને. )

બેત.

દીસે છે આ કેવો સુંદર સ્વરૂપે જાણે કામ;
લાંછન લાગે કુળને નહી તો દેત કન્યા દાન.

अनीरुध—કન્યા દાન મળી ચુક્યું શું રાખે અભીમાન;
મળવા કારણ તુજને આવશે હમણા જાન.

बाणासुर—અણસમજુ બકેછ શું તું આવ્યો તારો કાળ;
આ એક બાણમાં તુજને કરીશ હાલ બેહાલ.
( એમ કહી બાણ ચઢાવે છે. )

अनीरुध—ખબર નથી તુજને તેથી કરે છે બકબકાટ;
ગરવ તારો કરૂં પુરો જોજે મારો હાથ.
( એમ કહી બાણાસુરના લશ્કરમાં કુદી, કેટલાંકનો નાશ કરેછે, તે જોઇને બાણાસુર નાગપાશથી બાંધી લેછે.)

**ઓખા**—આહા પુરી ખીલી ચંદા—( એ રાગ. )

જગતનારે પ્રભુ પ્યારા, સહાય થા દાસને તાર.—જગતનારે.
પડે છે દુખ બહુ ભારી, તેથી તેને લે ઉગારી.—જગતનારે.
નાગપાશેથી છે બાંધ્યાં, હસે દુખતા એના સાંધા.—જગતનારે.
અરે તું વિશ્વપાલણહાર, પૌત્રતારાની લે સંભાળ.—જગતનારે.

( તેવામાં ગરૂડપર બેઠેલા શ્રીકૃષ્ણ જાદવસહિત અંતરીક્ષથી આવે છે. )

**કૃષ્ણ**— ( બાણાસુરને કહે છે. )

બેત.

બાળક સામો યુદ્ધ અરે શું કરે છે પ્રહાર;
લડવું હોય જો તારે તો થા હવે તઈયાર.

**બાણાસુર**—પરપુત્રીની ચોરી કરે એવો તુજ કુમાર;
વારવો નહી તેહને પણ ઉલટો લાવ્યો વાર.

**કૃષ્ણ**— વાર લાવ્યા નથી અમે જાન છે નિરધાર;
આવ્યા છઇએ પુત્રવહુને તેડવા આ વાર.

**બાણાસુર**—જાન લઇને ભલે આવ્યા કીધું રૂડું કાજ;
પેહેરામણીમાં દઉ હું તમને જમપુરીનું રાજ.

( એમ કહી બાણનો માર ચલાવે છે. )

**કૃષ્ણ**— દુષ્ટ એવા વચન તું બકેચ શું આ વાર.
સહન કરવા બાણ મારા થા હવે તઈયાર.

( એટલું બોલી તરવાર લઇને સૈન્યનો નાશ કરી બાણાસુરના ચાર હાથ રાખી બાકીના કાપી નાંખે છે તેથી બાણાસુર મૂર્છા ખાઇ પડે છે અને થોડીવારે હોશીયાર થઈ મહાદેવની પ્રાર્થના કરે છે તેવામાં મહાદેવ પ્રવેશ કરે છે. )

**महादेव**— ( બાણાસુરને. )

બેત.

બોલ વેહેલો દાસ તારૂં કેમ થયું આવું મુખ,
સંભાર્યો શું કામ મુજને શું છે તારે દુઃખ.

**बाणासुर**—અહો ભોળા ઇશ કરો મુજતણી સંભાળ;
આ અહીરપતીએ આવા કીધા મારા હાલ.

**महादेव**—( કૃષ્ણને ) બોર ખાધા ભીલડી તણા એજ તારી જાત.
સરમનાવી તુજને કાપતા મુજ શેવકના હાથ.

( એમ કહી કૃષ્ણ સાથે લડે છે તેવામાં બ્રહ્મા અંત-
રીક્ષથી બંનેની વચે આવી પ્રાર્થના કરે છે. )

**ब्रम्हा**— રાગ કેદારો.

બેઉને—પ્રભુ ક્રોધ સમાવો છાંયરે—નમો નમો.
હું તો લાગું બેહુને પાયરે—નમો. નમો
કૃષ્ણને—છો ત્રીભોવનના તમો તાતરે—નમો નમો.
મહાદેવને—કા આરંભ્યો ઉતપાતરે—નમો નમો.
કૃષ્ણને—કામા બહુ સામાના સંજોગીરે— નમો નમો.
મહાદેવને—ખરે ભીલડીના તમે ભોગીરે—નમો નમો.
કૃષ્ણને—ઓ નિર્દય મામાના મારણરે—નમો નમો.
મહાદેવને—ઓ સસરાના સંહારણરે—નમો નમો.
કૃષ્ણને—પ્રભુજી ઉતારીએ હવે ચાપરે—નમો નમો.
મહાદેવને—ભોળા ત્રીશુળ મુકીએ આપરે—નમો નમો.

( એમ કહી બંનેના હથીઆર મુકાવી ભેટાવે છે બંનેને મળેલ
જોઇ બાણાસુર પાસે જઇ બંનેને નમે છે અને બ્રહ્મા,
ઓખા તથા અનીરૂધનો હસ્તમેળાપ કરાવે છે.)

**बाणासुर**— ( એક સીપાઇને. ) બેત.

સેવક વેહેલો દોડ કળાવંતનીને બોલાવ.
ગાયન એક સુંદર આજની ખુશીમાં ગવરાવ.

( સીપાઈ જઇને કળાવંતનીને તેડી લાવે છે અને તે આવીને. )

**कळावंतनी**— રાગ લાવણી.

છુટીરે દુખથી થઈ સુખણી ઓખાબાઈ આ વાર;
ખરે હાં ઓખાબાઇ આ વાર
સઉપર સહાય થયા કીરતાર,
લગ્ન કરશે ભોળો શંભુ, સાથે કામ કુમાર;
અરે હાં સાથે કામ કુમાર
સઉપર સહાય થયા કીરતાર.
કરે મંડળી હરીશ્ચન્દ્રની અર્જ સઉને આ વાર,
અરે હાં અર્જ સઉને આ વાર.
માને છે સર્વેના ઉપકાર.

**कळावंतनी**— રાગ હોરી.

ઓખાને સહાય થાય છે, પ્રભુજી ભલા આ વાર;
દુખડું દબાયુને સુખડું રે ખીલ્યું, જીત પામીને અંતે પ્યાર;
શંભુજી સરખા પીતા છે જેનાં, મહીમાનો નહી પાર.—ઓખા.
બ્રહ્માએ સ્તુતિ કરીને ભેટાવ્યા, ભોળા સાથે વિશ્વાધાર;
બાણાસુરને નિર્ભય આપી, સજીવ કીધા લડનાર.—ઓખા.
કરરે જોડીને કરે છે દામોદર, અરજ સઉને આ વાર;
કરવી ક્ષમા છે પ્રયત્નજ પેહેલું, ભુલ ને ચુક લગાર,—ઓખા.

| | | |
|---|---|---|
| | રૂ. | આ. |
| ... | ૦ | ૧૦ |
| ... | ૦ | ૧૦ |
| ... | ૦ | ૧૦ |

વાપરવાની ખાંડ, કાથી, ફુલાવર, કોકો, મુરબ્બા, ન તંબાકુ બરઝાઈ, ટર- ખાત્રી ભરેલી સસ્તે ભાવે ી થશે.

એક વાર લઈ

તરેહવાર તરકી તંબાકુની શીગાર્ટ (કાગળની બીડીયો) શી શી નાં બાકસ નીચે લખેલા ભાવે મળશે.

| | | | રૂ. | આ. |
|---|---|---|---|---|
| કોશમોકિવક શીગારેટશ (કા ...યો) | | ... | ૩ | ૦ |
| હેલન | ... | ... ... | ૨ | ૮ |
| પ્રીન્સ ઓફ વેલ્સ | ... | ... ... | ૨ | ૦ |
| વીક્ટોરીયા... | ... | ... ... | ૧ | ૮ |
| શુલતાન | ... | ... ... | ૧ | ૪ |
| લારોઝ | ... | ... ... | ૧ | ૦ |

દામોદર રતનશી,
અને હિંદુસ્થાની ચાહ વેચનાર.
કાલકાદેવીને રસ્તે મ૯ ... સે નં. ૨૭, મુંબઈ.

